# ભાગા.

## નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**બાપુલાલ બી. નાયક**

મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલિક.

**માસ્તર થીએટર—અમદાવાદ.**

આવૃત્તિ ૩ જી પ્રત ૨૦૦૦.

152



૧ જૈન એડવોકેટ પ્રિ. પ્રેસ ઘીકાંટા અમદાવાદમાં વાડીલાલ
બાપુલાલ શાહે પ્રસિદ્ધ કર્તા માટે છાપ્યું.

સંવત્ ૧૯૮૧ સને ૧૯૨૫

મૂલ્ય ૦-૪-૦

॥ ॐ શ્રીઃ ॥

# પૂર્વવૃત્તાન્ત.

---

એક અજીતસિંહ નામના રાજપુતને, રાજનગરના મહારાજા જગતસિંહ ઉપર ક્રોધ થવાથી તેમનું રાજ્ય મેળવવાની ઈચ્છા થઈ; પણ મહારાજાનું બળ વિશેષ હોવાથી રૈયતને પોતાના પક્ષમાં લેવા અજીતસિંહે પોતાના વિદ્યાગુરૂની સાથે મળી પ્રપંચ યોજવા માંડયો.

નવા નવા ધર્મના પંથોમાં ભ્હેમી અને ભોળા લોકોને આડરીયા પ્રવાહની પેઠે ભળી જતા જોઈને એના પ્રપંચ પ્રવીણ ગુરૂને ધર્મના ધતિંગને બ્હાને પોતાનો પક્ષ જમાવવાની યુક્તિ જડી, અને અજીતસિંહને તે પસંદ પડી. આ યુક્તિમાં તેઓ ફાવ્યા પોતાના મિત્રોએ ખંડિયા રાજાઓએ અને સામાન્ય પ્રજાએ પણ એ ધર્મ સ્વીકાર્યો, ધીમે ધીમે એ મંડળ વધતું ગયું, પણ દૈવયોગે અજીતસિંહને ભયંકર રોગ થવાથી તેમાંથી તે નહીંજ બચે એમ એના ગુરૂને જણ્યું।

અજીતસિંહને આ વખતે સંતાનમાં માત્ર એક ચંદ્રવ...નામની પાંચવર્ષની પુત્રીજ હતી, પણ તે તીવ્ર બુદ્ધિશાળી રૂપવતી, અને શૂરવીર જણાતી હતી, એ પુત્રી પુખ્તવયની થતાં રાજ્યપદ મેળવે અને એની તથા વિદ્યાગુરૂની આજ્ઞામાં પોતાનું મંડળ રહે અને ચલાવેલો ધર્મ વૃદ્ધિ પામે એ હેતુથી અજીતસિંહે પોતાના મહેલ નીચે એક છુપું ભોંયરૂં કરાવ્યું, તેમાં કાળી મૂર્તિ કોતરાવીને ગોઠવી કારીગરોને કાપી નાખી ભોંયરામાંજ દાટી દીધા. આ સર્વ પ્રપંચોમાં વિદ્યાગુરૂ સામીલ હતો.

એક દિવસે ભક્તમંડળની પોતાને વિષે આસ્થા જોવાનું ...વા અજીતસિંહે જણાવ્યું કે મ્હારૂં શરીર થોડા [illegible]

મરી જશે તે પછી દેવતાઓ આ મહેલ નીચે એક વિશાળ ભોંયરૂ બનાવશે તેમાં મ્હારૂં મંદિર તૈયાર કરશે તે મંદિરમાં હું કાળા દેવરૂપે પ્રગટ થઈશ. મ્હારા હાથમાં તલવાર રહેશે તે મ્હારા ભક્તોનું રક્ષણ કરશે, અને શત્રુઓનો નાશ કરશે. મ્હારી આંગળીએ વીંટી હશે તે મ્હારા મંડળનો વિજય કરશે, અને મ્હારા શરીર ઉપર જભ્ભો હશે તેના પ્રતાપથી મ્હારા વારસ અને મ્હારૂં મંડળ અજીત થશે. વખતે પરધર્મીઓનું બળ વધી જશે તો હું મ્હારો પ્રતિનિધિ ઉત્પન્ન કરીશ તેને અચલ તલવાર અજીત જભ્ભો, અને વિજયી વીંટી સોંપી પરધર્મિઓનો પરાભવ કરવાનો હુકમ કરીશ, તે પ્રતિનિધિ ઉપર મ્હારા જેટલો પૂજ્યભાવ રાખી તેને આધીન રહેવું. મ્હારી પુત્રી ચંદ્રભાગા ઉપર મ્હારા તરફ જેવી છે તેવી ભક્તિ રાખવી. એને આપણા નિયમો અને ધર્મના રહસ્યનાં બીજ સમજાવવાં, એ જો મ્હારા યોજેલા નિયમો પાળે અને ધર્મની વૃદ્ધિ કરે તો એને એકવીશ વર્ષની ઉંમરે તમારી અધિષ્ઠાત્રી બનાવવી. ભોંયરામાં મ્હારી મૂર્ત્તિ પાસે કેટલાંએક પુસ્તકો પડ્યાં હશે તેમાં લખ્યા પ્રમાણે વર્ત્તવું; અને તેમાં જે જે ભવિષ્ય ભાખ્યું છે તે સાચું માનવું. એમાં શંકા કરનારનો નાશ થશે. આ પ્રમાણે કેટલુંએક અગત્યનું વિવેચન કર્યા પછી અજીતસિંહ અશક્ત થઈ ગયો, અને એનો આત્મા દેહ છોડી ચાલ્યો ગયો. એની ઉત્તર ક્રિયા પછી તપાસ કરતાં એના મહેલ નીચે ભોંયરૂં, મંદિર, અને તેમાં પધરાવેલી કાળા દેવની મૂર્ત્તિ વિગેરે જોઈને એના મંડળને સચોટ અસર થઇ હાલમાં એની પુત્રી ચંદ્રભાગાને એના મંડળની અધિષ્ઠાત્રી બનાવવાનો સમારંભ થાય છે અને ત્યાંથી આ નાટકની શરૂઆત છે.

---

# નાટકનાં પાત્રો.

## પુરૂષ વર્ગ

**મહારાજા જગતસિંહ**....રાજયનગરના મહારાજા.

**પ્રધાન**..................રત્નસિંહનો પિતા.

રત્નસિંહ......
અમરસિંહ... } ..............પ્રધાનના પુત્રો.

**હરદેવ**......................છુપી મંડળીમાં ભળેલો અમરપુરીનો રાજા.

**જશામત**......................છુપી મંડળીમાં ભળેલો એક ઠાકોર.

**ગુરૂજી**....................ચંદ્રભાગાના મરહુમ પિતાનો વિદ્યાગુરૂ.

**પ્રતાપ**
**જગલો** } ................

**અડભંગ**......................રત્નસિંહનો નોકર.

**બહાદુર**......................ચંદ્રભાગાનો વિશ્વાસુ નોકર.

## સ્ત્રી વર્ગ.

**ચંદ્રભાગા**..................છુપી મંડળીની સરદાર.

**મધુરી**......................રત્નસિંહની સ્ત્રી.

**હીરા**.........................અમરની સ્ત્રી.

**ગંગલી**......................પ્રધાનની ચાકરડી.

**મંગળી**......................પ્રધાનના માળીની છોકરી.

છડીદાર, કોટવાળ, મંડળીવાળા, લશ્કર, મજુરો મહાજન નગરશેઠ સખીઓ વિગેરે૦



॥ ૐ શ્રીઃ ॥

# નાટકનો ટુંક સાર.



## અંક ૧ લો.

—નાટક સંબંધી વાત ચીત—

પ્ર૦ ૧ લો—કાળાદેવનો ધર્મ સ્વીકારનાર અને છુપા મંડળની અધિષ્ઠાત્રી શ્રીમતી ચંદ્રભાગાને ગુરૂજીની આજ્ઞાથી રાજા હરદેવ ધર્માધિકારીની પદવીનું તાજ પહેરાવે છે. કાળાદેવના ધર્મનો અને મંડળનો તિરસ્કાર કરનાર રાજ્ય નગરના નગરશેઠના પુત્રનો કાળાદેવને ભોગ અપાય છે, અને તેના શબને નગરશેઠની પેઢી ઉપર મૂકી આવવા ચંદ્રભાગા પોતાના વિશ્વાસુ નોકર બહાદુરને હુકમ કરેછે.

પ્ર૦ ૨ જો—મહારાજા જગતૂસિંહ પાંસે નગરશેઠના પુત્રનું ખૂન થવાથી તથા છુપા મંડળનો રૈયત ઉપર જૂલમ હોવાથી મહાજન ફરિયાદ કરવા આવે છે પરદેશથી યુદ્ધકલા શીખી આવેલો પ્રધાનનો પુત્ર રત્નસિંહ છુપામંડળને શોધી કહાડવાનું બીડું ઝડપે છે, અને રૈયતને તે છુપી મંડળના જૂલમમાંથી મુક્ત કર્યા પછી પરણવું એવી પ્રતિજ્ઞા લેછે.

પ્ર૦ ૩ જો—રત્નસિંહ પહાડી જંગલમાં આવી પહોંચે છે, દૂર દેખાતા મંદિરમાં રાત રહેવાનો વિચાર કરે છે. ત મંદિર કાળાદેવના સૈન્યનું હોવાથી ત્યાં જવામાં જોખમ છે તેથી રત્નની સાથે જવાની કોઇ હિંમત કરતું નથી. તેથી રત્નસિંહ એકલોજ જવાનો નિશ્ચય કરે છે. પ્રતાપ સાથે જવાની હીંમત કરે છે, રત્નસિંહ બીકણુ અડબંગને પરાણે સાથે ઘસડી જાય છે.

પ્ર૦ ૪ થા—રત્નસિંહ મંદિરની તપાસ કરવા ધારે છે, પણ પ્રતાપની આજીજીથી એ વાત પડતી મૂકી સુઇ જાય છે; પ્રતાપ પહેરો ભરે છે, ભોંયરામાંથી ચંદ્રભાગા બહાદુર સાથે બહાર આવી રત્નસિંહને ઉપાડી લાવવા ઇશારો કરી ભોંયરામાં ઉતરી જાયછે, બહાદુર રત્નને દવા સુંઘાડી બેભાન કરે છે, પ્રતાપ છૂપી મંડળીનો હોવાથી બહાદુરને તેમ કરતાં અટકાવે છે, બહાદુર ગુસ્સે થાય છે. અને બેભાન રત્નસિંહને ઉપાડી એને ભોંયરાને રસ્તેથી ચંદ્રભાગાના મહેલમાં લઇ જાય છે.

પ્ર૦ ૫ મો—રત્નસિંહ ઉપર મોહિત થવાથી ચંદ્રભાગા દવા સુંઘાડી તેને જાગૃત કરે છે, રત્ન ચંદ્રભાગાને બૂરખો દૂર કરવા વિનતિ કરે છે, હઠીલી ચંદ્રભાગા તેમ કરવા ના કહે છે રત્નસિંહ નિરાશ થાય છે બન્ને જણ એકજ ભાણામાં ભોજન કરે છે, આ બધા બનાવોને રત્નસિંહ સ્વપ્ન સમજ્યો છે, પછી રત્નને

બેશુદ્ધ કરી તેની જગ્યાએ મૂકી આવવા બહાદુરને કહે છે.

પ્ર૦ ૬ ઠ્ઠો—મધુરી-રત્નનો મેળાપ. ચંદ્રભાગાને ત્યાં ઉજાણીમાં જવાની પ્રધાન રત્નસિંહને ખબર આપે છે, ચંદ્રભ.ગા છૂપામંડળની સરદાર હશે એવી રત્નને શંકા થાય છે. પ્રધાન તેનું સમાધાન કરી ચંદ્રભાગાને રાજ્યના હિતચિંતક તરીકે માની વખાણે છે.

પ્ર૦ ૭ મો—મહારાજા સાથે કપટથી મૈત્રી રાખનારી ચંદ્રભાગા મહારાજાને અને સમસ્ત રાજ્યમંડળને ઉજાણી આપે છે, ચંદ્રભાગા છૂપામંડળની સરદાર છે એ વાતથી મહારાજા અજાણ હોવાથી અને ચંદ્રભાગાને રાજ્યની હિતચિંતક માનતા હોવાથી તેનું આમંત્રણ સ્વીકારી રાજ્યમંડળ સહિત પધારે છે, રત્નસિંહની પ્રિયતમા મધુરી છે એ વાતની ચંદ્રભાગાને ખબર પડવી, મધુરીને છોડી પોતાને પ્રિયતમા બનાવવા ચંદ્રભાગાની રત્નને ખાનગીમાં યાચના, હૃદયને વ્યભિચારી ન કરવાનો રત્નનો નિશ્ચય જાણી મનોભંગ થએલી ચંદ્રભાગા લગ્ન ન કરવાનો નિશ્ચય કરે છે, અને પ્રણયભંગના દ્વેષથી રત્ન ઉપર વેર લેવાની પ્રતિજ્ઞા કરે છે, પ્રધાન છૂપી મંડળીનો નાશ કરવાની તૈયારીમાં છે એવું જણાયાથી તેનો હાથીવાળા કબ્રસ્તાન આગળ ભોગ આપવાનો ઠરાવ.

પ્રવેશ ૮ મો—હાથીવાળા કબ્રસ્થાનમાં પ્રધાનનો ભોગ અપાયા પછી સર્વ મંડળ વિખેરાઈ જાય છે, રત્ન, પ્રતાપ

સાથે ત્યાં આવે છે, પોતાના પિતાનું ખૂન જોઈ ઉશ્કેરાય છે. પિતાની છાતીમાં ભોંકેલા છરા ઉપર કાળા દેવનું નામ કોતરેલું જોઈ તે મંડળનો સત્વર નાશ કરવાની પ્રતિજ્ઞા લેછે.

## અંક ૨ જો.

પ્ર૦ ૧ લો—મહારાજા જગતસિંહના જન્મ દિવસનો ઉત્સવ હોવાથી મ્હોટો મેળાવડો ભર્યો છે. ત્યાં રત્ન પ્રધાનના ખૂનની ખબર કહેછે.

પ્ર૦ ૨ જો.—જગલો બડબંગ અને ગંગલીની ગમ્મત, ત્યાં બહાદૂર આવી રત્નની વિરૂદ્ધ સાક્ષી આપવા પ્રતાપને સમજાવે છે પ્રતાપ તે નાકબૂલ કરે છે. તેથી કાળા દેવના હુકમને નિમિત્તે બહાદૂર પ્રતાપને ડરાવે છે. બ્હીકથી પ્રતાપ કબૂલ કરે છે.

પ્ર૦ ૩ જો—પ્રધાનના ખૂનનો ન્યાય, ચંદ્રભાગાના સંકેત પ્રમાણે હરદેવ ત્યાં આવી રત્નને ખૂની ઠરાવે છે; મહારાજા રત્નને કેદ કરે છે.

પ્ર૦ ૪ થો—મધુરી અને હીરાને કપટ જાળમાં ફસાવવા ચંદ્રભાગા આવે છે. ત્યાં અમરસિંહ આવી તેનું અપમાન કરી કહાડી મૂકે છે, ચંદ્રભાગા ખીજવાઈ ચાલી જાય છે.

પ્ર૦ ૫ મો—રત્નને કેદખાનામાં લેઈ જતાં રસ્તામાં હુલ્લડ કરાવી મારી નાંખવાનો સંકેત ચંદ્રભાગા હરદેવને કહી બતાવે છે. રત્નના પરાક્રમથી તેમ થવામાં હરદેવ શંકા કરે છે ચંદ્રભાગા જો રત્ન છટકે તો તેને બંદૂકથી મારી નાખવા હરદેવને કહે છે.

પ્ર૦ ૬ ઠ્ઠો—રસ્તામાં હુલ્લડ, અણીને વખતે પ્રતાપ રત્નસિંહને તલવાર આપે છે, રત્ન તલવાર ફેરવતો ફેરવતો પુલ ઉપર થઈ નદીમાં પડવા જહડે છે, રત્ન છટકયો જાણી ચંદ્રભાગા હરદેવને ગોળી છોડવા કહે છે, હરદેવ ગોળી છોડે છે. રત્ન નદીમાં તણાય છે. ટેબ્લો.

## અંક ૩ જો.

પ્ર૦ ૧ લો—અમર, મધુરી અને હીરાને ઉપાડી લાવવાનો ચંદ્રભાગા બહાદુરને હુકમ કરે છે.

પ્ર૦ ૨ જો—મધુરીનો વિલાપ, ત્યાં રત્નનું વેષ બદલીને આવવું, બહાદુર મહેલમાં આગ લગાડી પ્રતાપને ઘાયલ કરી મધુરી, હીરા અને અમરને ઉપાડી જાય છે, રત્ન બ્હાવરો બની ખેદ કરતો પ્રતાપને ખેંચી જાયછે.

પ્ર૦ ૩ જો—ગંગલી, મંગળી અને અડબંગની ગમ્મત.

પ્ર૦ ૪ થો—કાળા દેવના મંદિરમાં પ્રતાપ રત્નને લેઇને આવે છે. ત્યાં ચંદ્રભાગા, હરદેવ અને જશમતને જોઇને રત્ન અને પ્રતાપ છુપાય છે, અને ચંદ્રભાગાની ગુપ્ત મસલત સાંભળે છે. બધાંના ગયા બાદ રત્ન કાળાદેવની તલવાર વીંટી જબ્બો લેઈ લે છે રત્નને કાળાદેવના પ્રતિનિધિ માની તમામ ભક્ત મંડળ તાબે થાય છે રત્ન અને પ્રતાપ મહારાજાને ખબર આપી મધુરીને છોડાવવા હરદેવના રાજ્ય તરફ જવાનો નિશ્ચય કરે છે.

પ્ર૦ ૫ મો—મહારાજાનો અને રત્નસિંહનો સંકેત.

પ્ર૦ ૬ ઠ્ઠો—અમરનો હાથીવાળા કબ્રસ્થાનમાં ભોગ આપી જશમત હીરાનો હાથેવાળો મેળવી દેવા ચંદ્રભાગા રાજ્ય નગર જાય છે, હરદેવ મધુરીને બાંધી બલાત્કારે પોતાની સાથે લગ્ન કરવા બેસાડે છે, ત્યાં રત્ન પ્રતિનિધિરૂપે પ્રકટ થઇ હરદેવને ઠાર કરે છે. પૂજારીને બાંધે છે. હરદેવનો મહેલ લુંટાવે છે, અને મધુરીને સાથે રાખીને અમર અને હીરાને છોડાવવા રાજ્ય નગર જાય છે.

પ્ર૦ ૭ મો.—હાથીવાળા કબ્રસ્થાનમાં અમરનો ભોગ આપવાની તૈયારી છે, ત્યાં રત્નસિંહ પ્રતિનિધિ તરીકે આવી કપટ રચે છે, એટલામાં મહારાજા લશ્કર સહિત આવી પહોચે છે, લડાઇ થાય છે, મંડળનો નાશ થાય છે. ભોંયરાને રસ્તેથી ચંદ્રભાગા નાસે છે, સર્વે તેની પાછળ પડે છે તેનાજ મહેલમાં રત્ન તેને પકડે છે; અને કાળાદેવના ધર્મનું ધતિંગ સમજાવીને પ્રપંચ ખુલ્લો કરે છે. પૂજારી પાસે ખુલાસો કરાવે છે. તે ઉપરથી કેવળ રાજ્ય લોભથીજ આ પ્રપંચ રચાયો હતો એવી પ્રતીતિ થતાં ચંદ્રભાગાનાં અંધશ્રદ્ધાનાં પડળ દૂર થાય છે, ચંદ્રભાગા પાપનો પશ્ચાતાપ કરે છે, પોતાની સર્વ સંપત્તિ મધુરીને અર્પણ કરી રત્ન અને મધુરીનો હસ્ત મેળાપ કરાવે છે પોતે જોગણુ થઈ જાય છે. મહારાજા જગતસિંહ રત્નને તાજ પહેરાવી વાનપ્રસ્થ થાય છે. અમર હીરાનો હસ્ત મેળાપ, અંતે સત્યનો જય અને આનંદ આનંદ!

---

॥ ॐ શ્રી ॥

# ચંદ્રભાગા.

## અંક ૧ લો

૧

નટી—મંગળકારી શ્રી મુરલીધર
કરિયે નિશદિન ગાન ધ્યાન જય જય
સકલ સિદ્ધિ તુજ પદે નટવર—મંગળ.
અધમ ઉદ્ધારણ આપો અમોને
પ્રેમ ભક્તિને યશ સુમતિ સુગતિ સુખકર—મંગળ.

૨

નટી—રંગ સંગ તણો હૃદય જે જડાય, અરેહાં
ટળે નહીં ટાળતાં કદાપિ કર્યે કોટિયે ઉપાય;—અરેહાં, રંગ.
શ્વેત વસ્ત્ર શ્યામ થાય છે ગળી મળ્યાથી,
ન જાય રંગ તે તણો જ કાઢતાં કશાથી
તેમ સંગ સબળ સર્વથી— ટળે નહીં.

૩

છોકરીઓ—સખી ગ્રીષ્મ આવી મનગમતી
કોઈ નાથ સાથ રંગ રમતી, હૃદય ઝટ હરતી,
મૃદુ વરતી,—સખી.

તરૂ સંગે લપટાય લતાઓ મંદ પવનથી નમતી
કરે ગાન તાન કોયલ કંઠ કુંજમાં વિચરતી,
ખીલી ચંદ્ર કળા સુખ કરતી,
જુઇ જાઈ જાતિ ચિત હરતી, દ્રગ હરતી,—સખિ,

૪

મંડળ—તનને મનને ધનને ધરિએ નિશદિન તુજપદમાંરે
સચરાચરમાં સઘળે તું વશ્યો નિરખ્યો તુજને નગ નદમાંરે.
અકલિત ત્હારી, લહિકૃતિ ન્યારી છે સઉ ભારી મદમાં—
તનને.
રગે રગે તું, નગે નગે તું જ્યોતિરૂપ રહી જામી રહ્યો.
પૂરણ કામી તુંરણ સ્વામી હરેક ખામી બહુ નામી હરો.
કેવળ નાથ, છે તુજ સાથ અરિગણ હદમાંરે—તનને.

૫

ચંદ્રભાગા—કરૂં પ્રભુનું સ્મરણ, સુખ રૂપ માની મન.
પ્રભુ જગના જીવન, પ્રભુ, પતિત પાવન—કરૂં.
જાણી તારણ તરણ, જાણી સાધક શરણ
એના પુનિત ચરણ, તેનું કરૂં હું રટણ,
ટળે જન્મ મરણ, મટે ભવનું ભ્રમણ—કરૂં.

૬

મહારાજા—પ્રભુ ત્હારી માયા તણા અનંત વિચિત્ર રંગ
શેષ ને મહેશ જેવા જેમાં અટવાય છે.

પરમ ગહન એનો પારના કોયે પમાય
ત્હારી માયા નાથ! એક ત્હારાથી કળાય છે.

૭

રત્નસિંહ—કદી વચન ના ફરે, રવિ શશિ નભથી ખરે.
મહા ભય હોયે તોય અરે— કદી.
ઠાર મારૂં ખળ ટોળી ખોળી છોડું ન આખરે
એ હવે ઘડી ના ઠરે, ચ્હાયે તે એ કરે
તોય પણ ન ઉગરે— કદી.

૮

ચંદ્રભાગા—મધુરી મૂર્તિ આ ઉરે રમી રહી
દ્રગને એ ગમી ગઈ, મુખ ચંદ્ર શું ચળકે—મધુરી.
મોહ મંત્રે કાંક કીધું કામણગારાએ
કામ જેવી, કાન્તિ કેવી સઘ સેવી,
ભેટું ભીડીને બા – – – થ હું હલકે—મધુરી.

૯

છોકરીઓ—કહત મન રંગ રાગનીકો અંગ
ઇષત પરસત ગ. ની. સોહે અમીત
રી. પ. સંમવાદ કોઉ કહે સંપૂરણ ચતર કામોદ કહે
ગુરૂ જનકો નમત— કહત.

૧૦

ચંદ્રભાગા—સલૂણા આ શાણી જાળમાં ન આવે.
અજાણી સંગમાં છળ બળ ફાવે— સલૂણા.
બેલી તમારા હું બાળા હૃદયના

ઠગવા ફરે બોલ બોલી વિનયના.
જાઓ ફસાઓ જઈ બીજી રીઝાઓ.
છબી આ હજારો આવા તો નચાવે.—આ શાણી.

૧૧

ચંદ્રભાગા—આવોને અલબેલા આમ આવો
આમથી આ સ્વીકારીને સિધાવો.—અલબેલા,
રૂડી રસોઈ રસિલાને કાજ મેં આજ કરાવી છે—
સ્વાદે ભરી.
અરસપરસ જમીશું હેતથી વ્હાલાની સંગે વિનોદ કરી.
આપું પ્રેમે પછીથી હું પાન,
માન મૂકી દીયો પ્રીતિદાન.
ચાલો ચાલો હવે—હાં ચાલો ચાલો હવે
રાજ રૂપાળા છેલ છોગાળા લાલ લ્યોને લ્હાવો—
અલબેલા.

૧૨

છોકરીઓ—સાહેલી સર્વ સંગની,
લટકલેર લળી નવેલી, સઉ સંગાથ ઝાલી
તાળી પાડી રંગની—સાહેલી.
શાણી સુવાણીથી ગાઓ ગુણ ઘેલડી,
રસિકરાજ મનવી આજ જા વિંટાઈ વેલડી,
રસ વિલાસ, સરસ રાસ, રમી શમાવ વેદના
અનંગની—સાહેલી.

૧૩

મધુરી—બેઉ ખીલ્યા બગીચા રસાળ રસાળ નાથ આવો
નાથ આવો.

લ્હેકે વેલી નવેલી નવરંગી જળ પાઓ—એઉ.
કમળ કુમુદ ને કુંદની, કળિઓનો ચોપાસ.
સુવાસ ખેંચે પાસમાં, ભોગી ભ્રમરને ખાસ.
તોયે છેટે ભમે છે રસ લોભી સમજાઓ—એઉ.

૧૪

હીરા—ખીલી આ બહનના બગીચાની બ્હાર
નવીન ફુલ જેવા છે અવયવો રૂપાળા
જણાય ફાલ ફાલેલ ફળનો અપાર—ખીલી આ.
જુઈ જાઈ રૂપાળી ચંપા ચંબેલીનો ઠાઠ વળી ભારી,
વાયુ સુગંધી વાય—વિલાસી ખેંચાય
થાય ભોગી બે હાલ બાગ જોતાંને વાર—ખીલી આ.

૧૫

મધુરી—આ અમૃત સરોવર ભરીયું મ્હારા હંસલાને કાજ
એરે હંસલા વીણુ અવર નહીં કોઈ અમૃત નીર
પીનાર—અમૃત.
અવસર આવે રીઝાવશું માનીતા હંસરાજ
નેહ થકી તેડાવશું મનની મૂકી લાજ
નિરમળ નીરની સુંદર લ્હેરો ભેદુને લોભાવશે
તટ પર ઝુકી રસ ભર આંખે હર્ષ બિંદુ વરસાવશે
અંતર છીપમાં બિંદુ ઝરશે મોતી મોંઘા જામશે
ચતુર હંસલો ચારો ચરતાં આળગો રજ પણ ના થશે
રહેશે સરવરમાંજ— આ અમૃત.

૧૬

રૂપસિંહ—ખીલી નવલી દાડમડી રસીલી લીલી ફાલી ફાંકડી,
દીપે દાડમ અધિક, લ્હેક લાગે છે ઠીક;—ખીલી.

મીઠી કળિઓની હારો જતનથી જડાઇ,
રસ પીવા અંતરમાં થાયે કઇંક કંઇ,
ચાખવા દે રસ સ્વાદ માન મૂકી માનિની,
પ્રીતે પ્રસારોને પ્રેમ ભરી પ્યારી પાંખડી;—ખીલી.

૧૭

ચંદ્રભાગા—રંગ રમવા રસિયાને કોઈ લાવોને,
છબી રમણી પ્રિયતમની મ્હને આજ દરશાવો,—
રમવા.

મનહર મોહનની મ્હને મોટી મન આશ છે,
તપાવે નાવે તોય હૃદય આ રસીલા પાસ છે;
ન રીસાવોજી ઝટ આવો આ કર રહાવો—રમવા.

૧૮

ચંદ્રભાગા—મનહરલાલ મોહ વધારી
વળતી મૂકો વિસારી
રસિયા ન્હોય રીત તમારી
મૃદુમૃદુ વચન વદી મુખ મીઠાં ચિત્ત ગયા છો ચોરી;
પ્રેમ પાશથી પરવશ કરીને ઘાયલ કીધી ગોરી;—
રસિયા.

કામ કમાન સમાન ભ્રકુટી કરહી કામણગારી.
નયન શરે અંતર વીંધીને વશ કીધી એ નારી—
રસિયા.

૧૯

ચંદ્રભાગા—ચાહે માનો કે ન માનો હું તમારી થઇ ચૂકી
માનો માનો હું તમારી થઈ, ચૂકી, અરે—ચાહે.

અંતરથી મળી જઇ મમ મતને, ના ગણો કશીએ હરકતને
ભેદ ટાળી છાનો—માનો માનો હું તમારી થઇ ચૂકી—
અરે.

૨૦

મંડળ—જય જય સુખ હે સાહ્યક તું
મહા પ્રતાપ તુજ અમ પાપ તાપ કાપે.
આપે અમને એ શક્તિ.
જય જય પ્યારા, ભય હરનારા જય કરનારા
સહુ મંડળનો નાયક તું— જય જય.
સેવક મંડળ આ
મળીને ભજીયે, કુમતિ તજીયે, સુમતિ સજીયે તુજને યજીયે
શરણ લીધું છે તુજ ચરણ તણું કરી દે લાયક તું—
જય જય.

---

અંક ૨ જો.

૨૧

દરબાર—તાજ તપો સુરાજ તણો તેજોમયતાયે
દેહ અદૂષણ વિભુ વિભૂષણ લોક થોક ગાન ગાયે.
પરમ ધરમ કરમ રસિક અંશ રૂપે જણાય નાવે—
વરણાવે.— તાજ.
નીતિ થકી કદી ચિત્ત ન ચળે, સહુને સુખ શાન્તિ મળે;
આશા નિજ જનની ફળે, જયને રળે, તપને બળે,—પરમ.

૨૨

આરાંગનાઓ—મ્હારા મોહન મનાઇએ હું જાઉં વારી વારી
રંગી રસના રસ ધારી, ચોટી ચિત્તમાં છબી ત્હારી
લલિત લોલ લોચનોમાં મોહની ભરી ખુમારી—
મ્હારા.
રાગ રંગમાં હું રોજ રસીલા રાખીશ રાજી હો—
છેલ છબીલા;
ઓ રસિયાજી ના ઇતરાજી, રાખિયે ઝાઝી. થા ન—
મિજાજી.
નયન શર મારી— મ્હારા.

૨૩

અડબંગ—ચપશી લેટું જાણે કે
ગંગલી—કહિ છે નાચે કોણે કે
જગલો—આ શું થઇ ગઇ અડબંગનીરે.
અડબંગ—બંદેકી બૈરી બન ગઇ.
જંગલો—ભાઇબંધીમાં શું આ ભઇ?
ગંગલી—લંપટો ફરે છે જંઇ તંઇ.
અડબંગ—અમે એ બેઠ ચૂપ થઇ— ચપશી.
જગલો—ઉલો મેલી કયાં હેંડે,
અડબંગ—અડતો ના એને છેડ;
ગંગલી—નકટા ભમે શું કેડે,
જગલો—કાળજડે તેલ રેડે—
અડબંગ--રંગે રમશું હવે કે,
ગંગલી—સંગે ભમશું હવે કે,
બન્ને—બાજી બન્ને બેલડીએરે

૨૪

મધુરી—ભાસે છે ભયકારી ભારી આ દાડો આજનો,
ત્રાસે છે મન થાશે કયારે મેળાપ રાજનો
પળ્યા છે પ્રાણેશ તે હજીએ ના મળ્યા
અજાણ્યા પંથે વળી સસરાજી વળ્યા.
અપરાધ આ તે ભવ કિયાના છે ફળ્યા,
દિશાઓ ધાય છે ચોમગ ખાવા,
હો - - - હરિ.
રેહણી ન ખોશો, કેહણી ન જોશો, આજનો.

૨૫

મધુરી—વિભુ વ્હારે આવજો;
મમ જીવન કેરાં કષ્ટ કાપજો— વિભુ૦
પાપી અધમની જાળ પ્રપંચી
તોડી દઇને, બીરદ રાખજો, સ્હેમથી— વિભુ૦

૨૬

ચંદ્રભાગા—પ્રેમનો છે ન્યારો રંગ
એ રંગમાં રંગાય જે વિસારી દે સૌ ઢંગ
પ્રેમ અંધ જે મન થાય,
વેગમાં તણાતું જાય,
સારૂં માઠું ન જણાય
કરણીણુ કામો કરાય,
એવો પ્રીતિનો પ્રસંગ— પ્રેમનો છે.

૨૭

રેથવ.ળા—એકલું જવું છે. રે જીવ તારે
ફોગટ ફાંફાં અટ્યા શિરને મારે— એકલું.
પડી રહેશે ઘરબાર સહુ
પુત્ર અને પરિવાર
રામ નામ રસના રટી
સફળ કરો અવતાર
પાણીપુર જીંદગાની જાય છે ચાલી
પીંજરૂં પડયું રહેશેરે ખાલી;— એકલું.
મમતાથી હરિ વેગળા
સમતામાં પ્રભુ પાસ
મનની મમતા મારતાં
ટળશે ગર્ભ નિવાસ,
ચેત ચેત ઘેલા વેળા વહી જાય છે
કાળ ફાળ મારીને લેવા ધાય છે.— એકલું.

૨૮

---

## અંક ૩ જો.

ચંદ્રભાગા— કરૂણાકરે એક મન ધાર્યું આ કર્યું
આ તક અપાર મુજ મન મોહથી ભર્યું–કરૂણા.
અભ્યુદય તણી આશ નિરખુ હવે પાસે;
સકળ અધમ તણું ટોળું આ લઈ ઠર્યું–કરૂણા.

૨૯

ખુરી—ભાવી કહો નહિ શું કરે?
સુખ ઘડી ક્ષણમાં હરે, દુઃખ વિષે નાખે જીવન
બાળે ચિત્તને ચિંતા ચિતાયે,— ભાવી.

કરમ કેરી ગતિ ગહુન, ન કળાતી ન થતી સહુન
થાયે હૃદય અતિ દહન વિનતિ હરિ ધારી જો મન
વ્હારે ચ્હડે તો તો બચાયે— ભાવી.

---

૩૭

મંગલી—મંગળી મફત મલકાયશું?
અડબંગની અલી, બનશે આ ગંગલી.

ગંગલી—ગંગલી ફોગટની ફુલાયશું?
મંગળ ફેરા વળી વરશે આ મંગળી.

ગંગલી—નવાં ઘરેણાં સજશું રોજ.
મંગળી—નવી નવી માણીશું મોજ.
ગંગલી—ડામ તને.
મંગળી—ચાંપું તને.
ગંગલી—કોણ અલી ?
અડબંગ તુંજ અલી
મંગળી—કોણ ?
અડબંગ—તુંજ તુંજ.
મંગલી—આમ આવ ગંગલી—
ગંગળી—શું કહેલી મંગળી ?
મંગળી—આંમાં છે એની લુચ્ચાઇ
આપણને એ બનાવે બાઇ
જેવું કહે તને તેવું કહે મને ! ! ! !

ગંગલી—ત્યારે આપણ શીદ વઢી મરીયે ?
બે મળીને એની એની કુંદી કરીયે

અડબંગ—અડબંગે તો ખુબ કરી બે વાંદરીઓ લઢી મરી.
મંગળી—લેતો જા લબાડ અસ્યા.
ગંગલી—ખાતો જા ખવીસ મુવા.

અડબંગ—કેમ આલી ગંગલી, માર કાલા મંગળી. ?

મંગળા—પાણીનો કુતરો કંઈ ના ઠરે.
  બે ઘરનો પરોણો ભુખે મરે

ગંગલી—લગાવું લાત તને.

મંગળી—મારૂં ચપાટ તને.

અડબંગ—કમબખ્તી બેઠી અડબંગની,
  કુટો કરે ગંગલી મંગળી.

૩૧

મહારાજા—પ્રજા શોક સંતાપમાં સૌ પીડાએ.
  છુપી મંડળીનો ન પત્તો જણાયે;
  કરૂં યુક્તિ ને યત્ન તે વ્યર્થ જાયે.
  પ્રભો એ વિપતિ ન દેખી ખમાયે.

૩૨

મધુરી—ઘેલી થઇ છું રસીલા પીયુ હું આનંદ આનંદથી
  મ્હારા વ્હાલાના મેળાપથી
  આ હૈયા તણા હારથી

રત્ન—(બહુ મલકાઓમાં છલકાઈ જશો)

મધુરી—(બનાવો છો કે ?)

રત્ન—(ના ના ખરૂં કહું છું)

મધુરી—(એમ ?)

રત્ન—(હા.)

મધુરી—ઠીક.

  રસે ભરી હું કળિ છું ખીલી રસ લ્યોરે રસીલા ઝીલી (૨)

રત્ન—હવે વ્હાલી મૂકું ના વ્હોલી. (૨)

મધુરી—(આવો ત્યારે આલિંગન આપો)

રત્ન—(હા આ આવ્યો.)

—, શરમાતા નથી ?)

રત્ન—(હ ।)

મધુરી—(કેમ કેવા બન્યા ?)

રત્ન—(બહકો તો ઠીક વાળ્યો)

મધુરી—(હાજી હવે આવો.)

રત્ન—(ના.)

મધુરી—શરમાઓ ના શાણા સલુણા

લ્યો લાખેણું લ્હાવો આ દિલદારથી;— મેલી.

૩૩

સર્વે—આનંદ આનંદ વ્યાપો વિશ્વમાં

થાઓ સૌની સુમતિ, જાઓ કુમતિ,

પામો અંતર સુખ શાન્તિ, આપો કીર્તિ સુશરી—

આનંદ આનંદ.

સૌ ક્લેશ દ્વેષ લય પામજો ને ભ્રાન્તિ ટળજો

સં. ભરી કાર્યો પ્રેમ ધન ધાન્ય શમ સદા હો.

વરસ ~. ધન

હે નટ. ટખટની ખટપટ ઝટ હર શ્રી વિભુ—

આનંદ.



